(ભાવાભાવ પદાર્થથી ભિન્ન વસ્તુ) કઈ છે? તથા કઇ નથી? (**यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह**) મન સહિત સર્વ ઇન્દ્રિયો જેને પ્રાપ્ત ન થતાં જેનાથી પાછાં ફરે છે તે **अवाच्य** વસ્તુ રહે છે.

---

(પૂજ્યપાદ સ્વામી શ્રી નિત્યાનંદજી તથા સ્વામી શ્રી પ્રકાશાનંદજીના વાર્તાલાપ પ્રસંગ ૨૨ માંથીઃ)

૧. શુભેચ્છાઃ "મેં આટલું આયુષ્ય મૂઢતામાં કેમ વૃથા ગુમાવ્યું? હવે જાગ્યા ત્યારથી સવાર અને ભૂલ્યા ત્યાંથી ફરી ગણવું એ કહેવત પ્રમાણે હવે પછી આ સંસારની મોહજાળનો પરિત્યાગ કરીને, મારા આત્મકલ્યાણ માટે શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુને શરણે જઇને, મોક્ષશાસ્ત્રોનું અવલોકન કરી, તેઓ-શ્રીના ઉપદેશ પ્રમાણે આત્મવિચાર કરીશ." એ પ્રમાણે સાધન ચતુષ્ટય પૂર્વક ઇચ્છા તે શુભેચ્છા કહેવાય છે. તાત્પર્ય કે

નિષિદ્ધકર્મોના પરિત્યાગ પૂર્વક ફલાભિસંધાન રહિત, વિહિત કર્મના સેવનથી અંતઃકરણની શુદ્ધિ પ્રાપ્ત કરીને તથા વિવેક, વૈરાગ્ય, ષટ્સંપત્તિ 'અને

મુમુક્ષુતા એ ચારે સાધન સંપાદન કરીને, જેનું પરિ-ણામ મુક્તિમાં હોય અને જેનું ફળ શ્રવણાદિમાં પ્રવૃત્તિ હોય એવી ઉપાધિવાળી આત્માના સાક્ષાત્કાર માટે જે ઉત્કટ ઈચ્છા થવી તે શુભેચ્છા કહેવાય છે. અને તે જ્ઞાનની પ્રથમ ભૂમિકા છે.

૨. સુવિચારણા: તીવ્ર વૈરાગ્યના અભ્યાસપૂર્વક વેદાંત શાસ્ત્રોનાં શ્રવણ મનનમાં પ્રવૃત્તિ થવી, શ્રદ્ધા પૂર્વક સદ્‌ગુરુની સેવા કરવી, નિર્જન દેશમાં વાસ તથા ભિક્ષા ભોજન વિગેરે યતિધર્મમાં પ્રવૃત્તિ તથા સદ્‌ગુરુએ ઉપદેશેલાં વચનોનો તથા મોક્ષ શાસ્ત્રોનો વારંવાર વિચાર કરવો, તે સુવિચારણા કહેવાય છે. એ જ્ઞાનની બીજી ભૂમિકા છે.

૩. તનુમાનસા: શુભેચ્છા તથા સુવિચારણા પૂર્વક શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી જે શબ્દાદિ વિષયોમાં અનાસક્તિ પર્યંત સવિકલ્પ સમાધિના અભ્યાસ વડે બુદ્ધિની તનુતા–સૂક્ષ્મતા પ્રાપ્ત થાય, તે તનુમાનસા નામની જ્ઞાનની ત્રીજી ભૂમિકા છે.

૪. સત્ત્વાપત્તિ: આગળની ત્રણ ભૂમિકાના અભ્યાસથી બાહ્યપદાર્થો વિષે રહેલા રાગના સંસ્કારો

નિર્મૂળ થવાથી, અને મન વિષયોની વાસનાથી વિરક્ત થઇ શાન્ત હોવાથી, માયા, માયાનાં કાર્યો તથા ત્રણ અવસ્થાથી રહિત કેવળ શુદ્ધ, સન્માત્ર, ચિન્માત્ર, આનંદઘન આત્મા વિષે ત્રિપુટીના લયે કરીને સાક્ષાત્કાર પર્યંત સ્થિતિ (નિર્વિકલ્પ સમાધિરૂપે સ્થિતિ) એ સત્વાપત્તિ કહેવાય છે.

જ્ઞાનની ચતુર્થ ભૂમિકાવાળો આ પુરુષ બ્રહ્મવિત્ કહેવાય છે.

૫. અસંસક્તિ ઉપર કહેલી ચાર ભૂમિકાના અભ્યાસથી બાહ્ય તથા આંતર આકાર અને તેના તેવા સંસ્કારની સાથે ચિત્તના સંસર્ગના અભાવને લીધે, તથા સમાધિના પરિપાકરૂપ ફળથી જે અવસ્થામાં ચિત્ત વિષે પરમાનંદ અને નિત્ય અપરોક્ષ એવી બ્રહ્માત્મ ભાવના ( સાક્ષાત્કાર રૂપ ચમત્કાર ) થાય છે તે અસંસક્તિ નામની ભૂમિકા કહેવાય છે.

એ જ્ઞાનની પાંચમી ભૂમિકા છે. એમાં સર્વથા અવિદ્યા તથા તેનાં કાર્યોનો સંબંધ નથી તેથી તેનું નામ અસંસક્તિ પડેલું છે. આ પાંચમી ભૂમિકાવાળો પુરુષ બ્રહ્મવિદ્વર (બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ) કહેવાય છે.

૬. પદાર્થાભાવિની: ઉપર કહેલી પાંચ ભૂમિકાના અભ્યાસથી સ્વાત્મારામપણા વડે બાહ્ય તથા આંતર પદાર્થોની દૃઢ અપ્રતીતિથી પદાર્થાભાવિની નામની ભૂમિકા કહેવાય છે. તેમાં અન્યની પ્રેરણાથી પદાર્થ ભાવના થાય છે અને તેનાથીજ દેહનો નિર્વાહ થાય છે.

એ જ્ઞાનની છઠ્ઠીભૂમિકા છે. તે છઠ્ઠી ભૂમિકામાં રહેવાવાળો પુરુષ બ્રહ્મવિદ્વરીયાન્ કહેવાય છે.

૭. તુર્યગા: ઉપર કહેલી ભૂમિકાના ચિરકાળ અભ્યાસથી અને ભેદની અપ્રતીતિથી જાગ્રત આદિ ત્રણ અવસ્થાથી મુક્ત બ્રહ્મને જે અવસ્થામાં આત્મારૂપે અખંડિત જાણે છે તે અવસ્થા તુર્યગા કહેવાય છે. એ જ્ઞાનની સાતમી ભૂમિકા છે. એ સાતમી ભૂમિકાવાળો પુરુષ બ્રહ્મવિદ્વરિષ્ઠ કહેવાય છે.

આ તુર્યાવસ્થા જીવન્મુકતની કહેવાય છે. તુર્યાતીત તો બ્રહ્મ છે. એ વિદેહમુકિતનો વિષય છે એટલે તેની બ્રહ્મની ભૂમિકા વિષે ગણના નથી.

ઉપરની સાત ભૂમિકામાં પહેલી ત્રણ તત્ત્વજ્ઞાનનાં સાધન કોટિની છે. ચતુર્થભૂમિકા તત્ત્વજ્ઞાનરૂપ

હોવાથી જીવન્મુકિત તથા વિદેહમુક્તિનું સાધન છે. તથા પાંચમી, છઠ્ઠી અને સપ્તમી ભૂમિકા જીવન્મુક્તિના વિલક્ષણ આનંદનું સાધન છે. પરંતુ જીવન્મુકતના સંબંધમાં ઉત્તરોત્તર દેહનું ભાન ઓછું થતું જાય છે અને છેવટે ઉન્મત્ત દશાને પ્રાપ્ત થાય છે.

ચતુર્થભૂમિકા સુધીના તો ઉપદેશાદિ પૂરતો વ્યવહાર કરી શકે છે. પંચમી ભૂમિકામાં ઉન્મત્તદશાને પ્રાપ્ત થાય છે. કોઇ વખત કોઇ અધિકારી પુરુષના ઉત્તમ પ્રારબ્ધને લીધે શુકદેવ, જડભરતાદિની માફક બોધપણ કરે છે. અને છઠ્ઠી ભૂમિકામાં તો બોલવા, ચાલવા, જોવા કે ચાવવા વિગેરેની ક્રિયા બંધ થઈ જાય છે. સાતમી ભૂમિકામાં તો શરીરમાત્ર ૨૧ દિવસજ ટકે છે; એવું મહાત્માપુરુષો કહે છે.

ચતુર્થ ભૂમિકારૂપ જ્ઞાનના અધિકારી બે પ્રકારના છે, [૧] કૃતોપાસન. [૨] અકૃતોપાસન.

<u>કૃતોપાસનઃ</u> ( આત્મા બ્રહ્મરૂપ છે એવું ) જ્ઞાન થયા પૂર્વે જેણે પૂર્ણ ઉપાસના કરી છે તે.

<u>અકૃતોપાસન :</u> જ્ઞાન થયા પૂર્વે જેણે પૂર્ણ ઉપાસના નથી કરી તે. તેમાં

(૧) જે કૃતોપાસન છે તે તો રૂડી પ્રકારે વિવેક વૈરાગ્યાદિ સાધન સંપન્ન હોય છે. અને (આત્મા બ્રહ્મરૂપ છે એવું) જ્ઞાન થયા પછી થોડાજ અભ્યાસથી પાંચમી આદિ ભૂમિકાઓમાં પ્રવેશ કરી જાય છે.

(૨) જે અકૃતોપાસન છે તેનામાં વિવેક આદિ સર્વ સાધનો સ્પષ્ટ પ્રતીત થતાં નથી. પરંતુ એક બે સાધનો પ્રગટ હોય છે; બીજાં સાધનો અસ્પષ્ટ હોય છે: તે સાધક જો બુદ્ધિમાન હોય તો ચતુર્થ ભૂમિકારૂપ તત્ત્વજ્ઞાનને પ્રાપ્ત થાય છે. પરંતુ દીર્ઘ કાળના અભ્યાસથી કદાચિત્ કોઈક આવો સાધક પંચમાદિ ભૂમિકા વિષે આરૂઢ થાય છે. કૃતોપાસનની માફક જલદી આરૂઢ થતો નથી.

ઉપર પ્રમાણે જ્ઞાનની સપ્તભૂમિકાઓનો ખુલાસો વાસિષ્ઠ ગ્રંથમાં વસિષ્ઠ મુનીએ શ્રીરામજી પ્રત્યે કર્યો છે.

### અજ્ઞાનની સાત ભૂમિકા:

૧. બીજ જાગ્રત, ૨. જાગ્રત, ૩. મહાજાગ્રત, ૪. જાગ્રતસ્વપ્ન, ૫. સ્વપ્ન, ૬. સ્વપ્ન જાગ્રત અને ૭. સુષુપ્તિ. એ રીતે સાત પ્રકારનો મોહ (અજ્ઞાન) છે. અને તે પરસ્પર મળવાથી અનેક પ્રકારનો થાય છે.

સાત પ્રકારના મોહ [અજ્ઞાન] નાં લક્ષણ :

૧. બીજ જાગ્રતઃ સૃષ્ટિની આદિમાં માયાના બળથી નામરહિત, નિર્મળ, ચિદાભાસવાળું રૂપ થાય છે. જે ભવિષ્યકાળમાં પ્રાણધારણાદિ ક્રિયાની ઉપાધિ વડે ચિત્ત, જીવ વગેરે નામ ધારણ કરે છે. તે જાગ્રતનું બીજ છે, માટે તે બીજ જાગ્રત કહેવાય છે. અને તે સંવિતની નૂતન અવસ્થા છે.

૨. જાગ્રત: બીજ જાગ્રત પછી આ સ્થૂળ દેહ તેજ હું છું અને સ્થૂળ શરીરના સંબંધી ભોગ્ય પદાર્થો મારા છે, એવા પ્રકારનો અચળ પ્રત્યય (વિશ્વાસ), જે પૂર્વે ન હતો તે જાગ્રત કહેવાય છે.

૩. મહાજાગ્રત: સ્થૂળ દેહ હું અને ભોગ્ય પદાર્થો મારા છે એવી રીતે પૂર્વજન્મમાં થએલો અને અભ્યાસથી વૃદ્ધિ પામેલો જે દૃઢ વિશ્વાસ તે મહા જાગ્રત કહેવાય છે.

૪. જાગ્રતસ્વપ્નઃ અભ્યાસવિના રૂઢ થએલા સંકલ્પમાત્ર જેઓનું સ્વરૂપ છે એવા જાગ્રતનાં જે મનોરાજ્યો (મનોરથો) તે જાગ્રત સ્વપ્ન કહેવાય છે.

દ્વિચંદ્ર (બે ચંદ્રની પ્રતીતિ), છીપમાં રૂપાનું જ્ઞાન, મૃગજળ ઇત્યાદિ ભ્રાન્તિઓ પણ જાગ્રતસ્વ-

મના ભેદ છે. અભ્યાસથી જાગ્રત અવસ્થામાં સ્વપ્ન જેવો વ્યવહાર થવાથી તે <u>જાગ્રત સ્વપ્ન</u> કહેવાય છે.

૫. <u>સ્વપ્નઃ</u> નિદ્રાના મધ્યમાં અથવા તો અંતમાં મિથ્યા પદાર્થો સ્વલ્પકાળ પ્રતીયમાન થાય (દેખાય) અને પાછા અદશ્ય થઈ જાય અને ત્યાર પછી તે પદાર્થો સત્ય નથી પરંતુ મિથ્યાભાસ થયો હતો, એવા પ્રકારનો દૃઢ વિશ્વાસ થાય છે તે <u>સ્વપ્ન</u> કહેવાય છે. અને તે સ્વપ્ન મહાજાગ્રતમાં સ્થૂળ શરીરને કંઠથી હૃદય સુધીની નાડીના ભાગમાં થાય છે.

૬. <u>સ્વપ્ન જાગ્રતઃ</u> ક્ષતદેહમાં અથવા અક્ષત દેહમાં જાગ્રત્ દશાની પેઠે જ્યારે સ્વપ્નમાં દઢનિશ્ચય થાય છે ત્યારે તેને <u>સ્વપ્ન જાગ્રત</u> કહે છે.

૭. <u>સુષુપ્તિ</u>ઃ આગળની છ ભૂમિકાઓ તો કર્મજ છે. કારણ કે તેમાં કર્મફળ ભોગવવામાં આવે છે. પૂર્વજન્મ કર્મના ભોગે કરીને નાશ પામે છે. અને બીજાં કર્મો ફળ આપવાને અભિમુખ થયાં ન હોય તેની મધ્યમાં સૂક્ષ્મ તથા સ્થૂળ (સર્વ) પ્રપંચના લયને લીધે અને તેના કારણરૂપ અજ્ઞાન માત્ર શેષ રહેવાથી, અજ્ઞાનની ઉપાધિવાળા જીવની, ભાવિદુઃખનું કારણ વાસના સહિત, જડ જેવી જે સ્થિતિ તે <u>સુષુપ્તિ</u> કહેવાય છે.

આ અજ્ઞાનની સાત ભૂમિકા કહી. જેમ સમુદ્રની ભમરીઓમાં નૌકા પડે તેમ એ સાત અજ્ઞાન ભૂમિકાના મધ્યમાં જીવ એક મોહથી બીજા મોહને પ્રાપ્ત થાય છે. એ ભૂમિકાઓ નાના પ્રકારના વિકારવાળી અને જીવને જન્મમરણરૂપ આ સંસારચક્રમાં ભમાવનારી છે. માટે તેમનો અવશ્ય પરિત્યાગ કરવા યોગ્ય છે. (યોગવાસિષ્ઠ મહારામાયણ. ઉત્પત્તિ પ્રકરણ. અ. ૧૧૬ શ્લો. ૧૫–૨૧)

ॐ तत्सत्

શ્રી वेदान्तमार्गदर्शिनीમાં જ્ઞાનની તથા અજ્ઞાનની સપ્ત ભૂમિકા એ નામનો પંદરમો વિશ્રામ સંપૂર્ણ.

---

( ૨૧૧થી ચાલુ )

વિદ્યાનો વિચાર કરવાવાળો હોય; પરંતુ પાપ બુદ્ધિવાળા દુષ્ટોની સદા સોબતથી તેની બુદ્ધિ પણ તેવીજ થઇ જાય છે. અને ધીમે ધીમે તે ધીર, દુષ્ટના જેવો થઈ જાય છે. ૧

માટે દુષ્ટોનો સંગ અવશ્ય ત્યાગ કરવો જોઇએ કારણ કે દુષ્ટ સંગવાળો રાણી કૈકેયીની માફક પોતાના પુરુષાર્થથી ભ્રષ્ટ થાય છે. ૨



# વિશ્રામ ૧૬ મો.

## બ્રહ્મસ્વરૂપ આત્માના સ્વરૂપ વિષે. ભાગ ૫ મો
## ( જીવન્મુક્તિ તથા વિદેહ મુક્તિ. )

૧. શિષ્યઃ જીવન્મુક્તિ એ શું છે ?

ગુરુઃ દેહાદિક પ્રપંચની પ્રતીતિ જણાતાં છતાં બ્રહ્મસ્વરૂપમાં સ્થિતિ તે જીવન્મુકિત છે.

૨ શિષ્યઃ જીવન્મુકત દશામાં પ્રપંચની પ્રતીતિ શાથી થાય છે ?

ગુરુઃ આવરણ અને વિક્ષેપ એ બન્ને અવિદ્યાની શકિતયો છે. તેમાં

(૧) આવરણ શકિતનો જ્ઞાનથી નાશ થાય છે. અને તેથી જ્ઞાનીને અન્ય જન્મ થતો નથી.

(૨) પરંતુ પ્રારબ્ધના બળથી દગ્ધ બીજકની પેઠે વિક્ષેપ શકિત ( લેશાવિદ્યા; અવિદ્યા લેશ ) રહે છે. તેથી જીવન્મુક્તિમાં પ્રપંચની પ્રતીતિ થાય છે.

વિક્ષેપ=સ્થૂળ સૂક્ષ્મ પ્રપંચ સહિત ચિદાભાસ તે વિક્ષેપ; ધાન્યકણની બે પ્રકારની શકિત છે.

(૧) ઉગવાની અને (૨) પોષણ કરવાની. કણ શેકવાથી ઉગવાની શકિત નાશ પામે છે પણ પોષણ કરવાની શકિત રહે છે તેમ આવરણ શકિતને નાશ થવા છતાં લેશાવિદ્યાને લીધે જીવન્મુકિતમાં પ્રપંચની પ્રતીતિ થાય.

૩. શિષ્યઃ જીવન્મુકિતમાં પ્રપંચની પ્રતીતિ કેવી રીતે થાય છે ?

ગુરુઃ (૧) જેવી રીતે રજ્જુમાં સર્પની પ્રતીતિ જેને થઇ છે તેને "આ રજ્જુ છે, સર્પ નથી" એવો પાછળથી નિશ્ચય થાય છે અને સર્પની નિવૃત્તિ થાય છે. છતાં ભ્રાન્તિનું પરિણામ જે કંપ અને ભય તે થોડોક કાળ બન્યો રહે છે; (૨) જેમ દર્પણના જ્ઞાનીને પ્રતિબિંબ ભાસે છે અને (૩) આ મરુસ્થળ છે એમ જાણનારને જેવી રીતે મૃગજળ ભાસે છે, તેમ તત્ત્વજ્ઞાની પુરુષને જીવન્મુકત દશામાં બાધિત કરેલા પ્રપંચની પ્રતીતિ થાય છે.

૪. શિષ્યઃ બાધિત થયેલા પ્રપંચની પ્રતીતિ વિષે બીજું કોઈ દૃષ્ટાંત સંભળાવો.

ગુરુઃ જેમ મહાભારતના યુદ્ધમાં દ્રોણાચાર્ય

ગુરુના મરણ પછી પાંડવોને અશ્વત્થામા આદિકની સાથે યુદ્ધ થયું હતું. ત્યારે સત્ય સંકલ્પ શ્રી કૃષ્ણ પરમાત્માએ એવો સંકલ્પ કર્યો હતો કે "આ યુદ્ધની સમાપ્તિ પર્યંત આ રથ અને ઘોડા છે તેવાને તેવાજ બન્યા રહે." આવો દૃઢ સંકલ્પ કરીને પોતે યુદ્ધભૂમિ ઉપર આવ્યા હતા. ત્યાં અશ્વત્થામા વિગેરેએ બ્રહ્માસ્ત્ર (અગ્નિઅસ્ત્ર) વિગેરેનો સમૂહ આ રથ ઉપર ફેંકેલો. તેનાથી તેજ ક્ષણમાં અર્જુનના રથ તથા ઘોડા બળીને ભસ્મરૂપ થઈ ગયા. તો પણ શ્રી કૃષ્ણ પરમાત્મારૂપ સારથિના સત્ય સંકલ્પના બળથી જેવાને તેવાજ બન્યા રહ્યા હતા. પણ જ્યારે યુદ્ધ પૂરું થયું ત્યારે રથી અર્જુનને તેના અસ્ત્ર તથા શસ્ત્ર સહિત રથમાંથી પોતાના પહેલાં નીચે ઉતાર્યો; પછી સારથિ શ્રી કૃષ્ણ પોતે નીચે ઉતર્યા કે તરતજ રથ તથા ઘોડાઓ ભસ્મીભૂત થઈ એક ઢગલો થઈ પડી ગયા. તેમ.

(૧) સ્થૂળદેહ રૂપી રથ છે;

(૨) તેનાં પાપ પુણ્ય રૂપ બે ચક્ર છે;

(૩) ત્રણ ગુણ રૂપ ધ્વજા છે;

(૪) પાંચ પ્રાણરૂપ बंधन છે;
(૫) દશ ઈન્દ્રિયરૂપી घोडा છે;
(૬) શુભ અશુભ શબ્દાદિ પાંચ વિષયરૂપ मार्ग છે;
(૭) મનરૂપ लगाम છે;
(૮) બુદ્ધિરૂપ सारथि (શ્રી કૃષ્ણ) છે;
(૯) પ્રારબ્ધ કર્મરૂપ તેનો सत्यसंकल्प છે;
(૧૦) અહંકાર રૂપો બેસવાનું स्थान છે;
(૧૧) આત્મા રૂપ (અર્જુન) रथी છે;
(૧૨) તેનાં વૈરાગ્યાદિ સાધન રૂપ शस्त्र છે.

આવા રથ ઉપર બેસીને સત્સંગ રૂપી रणभूमिમાં ગયા. તેને ગુરુ રૂપ अश्वत्थामा આદિકોએ મહાવાક્યના ઉપદેશરૂપ ब्रह्मास्त्र આદિ માર્યાં. તેનાથી જ્ઞાનરૂપ अग्नि ઉદય થવાથી તેજ ક્ષણમાં દેહાદિ પ્રપંચરૂપ રથાદિ સર્વનો બાધ થયો. તોપણ શ્રી કૃષ્ણરૂપ સારથિ રૂપ બુદ્ધિના પ્રારબ્ધ કર્મરૂપ સંકલ્પના બળથી દેહાદિકનો નાશ થતો નથી. પરંતુ પછીથી પણ દેહાદિકની પ્રતીતિ થાય છે. આને બાધિતાનુવૃત્તિ કહે છે.

આ પ્રમાણે આ બાધિત થએલા પ્રપંચની પ્રતિતિમાં દષ્ટાંન્ત કહ્યું. હવે જે ઇચ્છા હોય તે પૂછ.

૫. શિષ્યઃ હે ગુરુજી ! વિદેહમુક્તિનું શું સ્વ-રૂપ છે ?

ગુરુઃ (૧) પ્રપંચની પ્રતીતિ રહિત બ્રહ્મ સ્વ-રૂપમાં સ્થિતિ; અથવા (૨) પ્રારબ્ધ કર્મનો ભોગથી નાશ થયા પછી સ્થૂળ તથા સૂક્ષ્મ શરીરના આકારે પરિણામ પામેલા અજ્ઞાનનો ચેતનમાં વિલય, તે વિદેહમુક્તિ છે.

**નાશઃ** જે વસ્તુનો નાશ થાય તે વસ્તુ નાશનો પ્રતિ-યોગી છે. ઘટનો નાશ થયો (ભાગી ગયો) માટે ઘટ વસ્તુ નાશનો પ્રતિયોગી છે. તે પ્રતિયોગીની નાશમાં પ્રતીતિ થાય છે. ઘટનાં બે કપાલ અનુયોગી કહેવાય. અને

**બાધઃ** બાધમાં પ્રતિયોગીની પ્રતીતિ થાય નહિં. પરંતુ તે પ્રતિયોગીનો ત્રણે કાળમાં અભાવ પ્રતીત થાય છે.

## બાધિતાનુવૃત્તિઃ

વિચારવડે અથવા જ્ઞાનવડે વસ્તુના સ્વરૂપના મિથ્યાપણાનો નિશ્ચય કર્યા પછી પણ વસ્તુનો આકાર એવોને એવો પ્રતીત થાય તેને બાધિતાનુવૃત્તિ કહીએ.

જેમ કુંભારનું ચક્ર, દંડવડે ફેરવવાનો પ્રયત્ન બંધ કર્યા પછી પણ જે વેગ તે ચક્રને ચઢેલો છે તેને લીધે, ફરતું રહે છે તેમ

બાધ (મિથ્યા નિશ્ચય) થયા પછી પણ પ્રારબ્ધ કર્મથી દેહાદિપ્રપંચની જે પ્રતીતિ થવી તે બાધિતાનુવૃત્તિ છે.

૬. શિષ્યઃ પ્રારબ્ધનો અંત થયે કાર્યસહિત અજ્ઞાનલેશનો વિલય કયા સાધનથી થાય છે ?

ગુરુઃ પ્રારબ્ધનો અંત થયે, અધિક અથવા ન્યૂન, મૂર્ચ્છાકાળમાં જો કે બ્રહ્માકારવૃત્તિનો અસંભવ છે અને વિદ્વાનને વિધિ પણ નથી; તો પણ સુષુપ્તિની પેઠે તે મૂર્ચ્છાકાળમાં પણ બ્રહ્મવિદ્યાના સંસ્કાર છે. તેમાં આરૂઢ ચેતનવડે કાર્યસહિત અજ્ઞાનલેશનો (લેશાવિદ્યાનો) વિલય (નાશ) થાય છે.

જેમ કાષ્ઠમાં જ્વલિત અગ્નિ તૃણાદિકનો દાહ કરીને પોતાનો પણ દાહ કરે છે. તેમ તે સંસ્કાર આરૂઢ ચેતન પ્રપંચનો વિનાશ કરીને પોતાનો (જ્ઞાનના સંસ્કારનો ) પણ વિનાશ કરે છે. અને પછી અસંગ, શુદ્ધ, સચ્ચિદાનંદ, સ્વપ્રકાશ બ્રહ્મ પોતે બાકી રહે છે.

ॐ तत्सत्

**શ્રી વેદાંતમાર્ગદર્શિનીમાં " જીવન્મુક્તિ તથા વિદેહ મુક્તિ " એ નામનો સોળમો વિશ્રામ સંપૂર્ણ.**

ॐ

## વિશ્રામ ૧૭ મો.

### પ્રપંચ તથા બ્રહ્મસ્વરૂપ આત્મા વિષે.

### ( વેદાંત પ્રમેય વર્ણન. )

આ વિશ્રામમાં ગુરુ પ્રમેયનું વર્ણન કરવાના છે માટે તે કરતા પહેલાં પ્રમા અને પ્રમેય એ શું છે તે બતાવે છે.

વેદાંત શાસ્ત્રરૂપ પ્રમાણ જન્ય જે યથાર્થ જ્ઞાન તે પ્રમા છે. તે પ્રમાથી જાણવા યોગ્ય જે પદાર્થ તે પ્રમેય છે. આ સત્તરમો વિશ્રામ સમજવાથી પ્રમેય-ગત સંશયની નિવૃત્તિ થશે.

૧. શિષ્યઃ મોક્ષ કોને કહીએ ?

ગુરુઃ (૧) કાર્ય સહિત અજ્ઞાનરૂપ અનર્થ (બંધ) ની નિવૃત્તિ અને (૨) પરમાનંદરૂપ બ્રહ્મની પ્રાપ્તિ એનું નામ વેદાંત પ્રતિપાદિત 'મોક્ષ' છે.

બ્રહ્મ અને આત્માની એકતાનું અપરોક્ષ જ્ઞાન એ મોક્ષનું સાક્ષાત્ સાધન છે.

નિષ્કામ કર્મ તથા ઉપાસનાદિક મોક્ષનાં અનેક અવાંતર સાધન છે.

૨. શિષ્યઃ આ જ્ઞાનનો વિષય શું છે ?

ગુરુ: આત્મા અને બ્રહ્મની એક્તા એ <u>જ્ઞાનનો વિષય</u> છે.

૩. શિષ્ય: આત્માનું સ્વરૂપ શું છે ?

ગુરુ: (૧) દેહ, ઈંદ્રિય, પ્રાણ, મન, બુદ્ધિ, અજ્ઞાન અને શૂન્યથી ભિન્ન, (૨) અકર્તા, (૩) અ-ભોક્તા, (૪) અસંગ, (૫) વ્યાપક, તથા (૬) ચેતન એ <u>આત્માનું સ્વરૂપ</u> છે.

૪. શિષ્ય: બ્રહ્મનું સ્વરૂપ શું છે?

ગુરુ: (૧) નિષ્પ્રપંચ, (૨) અસંગ, (૩) પરિ-પૂર્ણ, તથા (૪) ચેતન એ <u>બ્રહ્મનું સ્વરૂપ</u> છે.

૫. શિષ્ય: બ્રહ્મ આત્માની એકતા કેવી છે ?

ગુરુ: (૧) સચ્ચિદાનંદ, (૨) ઐશ્વર્ય સ્વરૂપ, (૩) સદા વિદ્યમાન <u>બ્રહ્મઆત્માની એકતા</u> છે.

૬. શિષ્ય: જ્ઞાનનું સ્વરૂપ શું છે ?

ગુરુ: જીવ તથા બ્રહ્મના અભેદનો નિશ્ચય એ <u>જ્ઞાનનું સ્વરૂપ</u> છે.

૭. શિષ્ય: જ્ઞાનનું સાક્ષાત્ અંતરંગ (સમીપનું) સાધન કયું છે ?

ગુરુ: બ્રહ્મનિષ્ઠ ગુરુના મુખથી મહાવાકયના અર્થનું શ્રવણ, <u>જ્ઞાનનું સાક્ષાત્ અંતરંગ સાધન</u> છે.

૮. શિષ્યઃ જ્ઞાનનાં પરંપરા અંતરંગ સાધન ક્યાં છે ?

ગુરુ: (૧) વિવેક, (૨) વિરાગ,(૩) ષટ સંપત્તિ, (૪) મોક્ષેચ્છા, (૫) "તત્પ" અને "ત્વં"પદના અર્થનું શોધન, (૬) શ્રવણ, (૭) મનન, (૮) નિદિધ્યાસન એ આઠ જ્ઞાનનાં પરંપરા અંતરંગ સાધન છે.

[શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન; એને ષટસંપત્તિ કહી છે. ]

૯ શિષ્યઃ જ્ઞાનનાં (દૂરનાં) બહિરંગ સાધન ક્યાં છે ?

ગુરુઃ નિષ્કામ કર્મ અને નિષ્કામ ઉપાસના (યજ્ઞ, દાન, પુણ્ય, ભજન તપ, તીર્થયાત્રા, વિગેરે) જ્ઞાનનાં બહિરંગ સાધન છે.

૧૦ શિષ્યઃ બધાં મળીને જ્ઞાનનાં કેટલાં સાધન છે ?

ગુરુઃ બધાં મળીને જ્ઞાનનાં અગીઆરથી કંઇક વધુ સાધન છે.

**શ્રીવેદાન્તમાર્ગદર્શિની માં " વેદાંત પ્રમેય વર્ણન " એ નામનો સત્તરમો વિશ્રામ સંપૂર્ણ.**

**समाप्तोऽयं ग्रन्थः । ॐ शान्ति । शान्तिः ।**

## અધ્યાત્મરામાયણમાંથીઃ

### પ્રસંગ ૧ લો.

અગસ્ત્ય ઋષિ પોતાના શિષ્યોને રામની સમક્ષ રામ મનુષ્ય નથી પણ પરબ્રહ્મ છે તે, તથા સૃષ્ટિની ઉત્પત્તિ સમજાવે છે: (અરણ્યકાંડ. સ૦ ૩)

**सृष्टेः प्रागेक एवासीर्निर्विकल्पोऽनुपाधिकः ।**
**त्वदाश्रया त्वद्विषया माया ते शक्तिरुच्यते॥२०॥**

સૃષ્ટિની ઉત્પત્તિ પૂર્વે, નિર્વિકલ્પ (પ્રપંચરહિત) તથા ઉપાધિરહિત, એક તમે જ હતા; (તે સમયે તમારા સિવાય બીજું કાંઈ જ ન હતું;) તમારે આશ્રયે રહેલી તથા તમને વિષય કરનારી (ઢાંકનારી) તમારી તે માયા શક્તિ કહેવાય છે. ૨૦

**त्वामेव निर्गुणं शक्तिरावृणोति यदा तदा ।**
**अव्याकृतमिति प्राहुर्वेदान्तपरिनिष्ठताः ॥२१॥**

જ્યારે (આ માયા) શક્તિ તમે જે નિર્ગુણ છો તેને ઢાંકી દે છે ત્યારે વેદાંતનિષ્ઠ પુરુષો તેને અવ્યાકૃત કહે છે.

**मूलप्रकृतिरित्येके प्राहुर्मायेति केचन ।**
**अविद्या संसृतिर्बन्ध इत्यादि बहुधोच्यते ॥२२॥**

સાંખ્ય મતવાળા (એ શક્તિને) મૂળપ્રકૃતિ કહે છે;

કોઈ એનાં માયા, અવિદ્યા, સંસૃતિ તથા બંધન વિગેરે બહુ નામો કહે છે. ૨૨

**त्वया संक्षोभ्यमाणा सा महत्तत्त्वं प्रसूयते ।**
**महत्तत्त्वादहंकारस्त्वया सञ्चोदितादभूत् ॥ २३ ॥**

તમારાથી ક્ષોભ થવાથી તે શક્તિ મહત્તત્ત્વને રચે છે; મહત્તત્ત્વથી તમારી પ્રેરણાવડે અહંકાર ઉત્પન્ન થયો.૨૩

**अहङ्कारो महत्तत्त्वसंवृतस्त्रिविधोऽभवत ।**
**सात्त्विको राजसश्चैव तामसश्चेति भण्यते ॥२४॥**

મહત્તત્ત્વ સંયુક્ત તે અહંકાર ત્રણ પ્રકારનો થયો અને તે સાત્ત્વિક, રાજસ તથા તામસ કહેવાય છે. ૨૪

**तामसात्सूक्ष्मतन्मात्राण्यासन् भूतान्यतः परम् ।**
**स्थूलानि क्रमशो राम क्रमोत्तरगुणानिह ॥२५॥**

તામસ અહંકારથી સૂક્ષ્મભૂત ઉત્પન્ન થયાં. તેમને પાંચ સૂક્ષ્મ તન્માત્રાઓ કહે છે: અને હે રામ ! એ સૂક્ષ્મ ભૂતો (તન્માત્રાઓ)થી અનુક્રમે સ્થૂળ પંચમહાભૂત ઉત્પન્ન થયાં અને તેમાં પછી ક્રમે ક્રમે એક એક ગુણ વધતો ગયો. ૨૫

**ટીકા:** શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ એ પાંચ તન્માત્રા (સૂક્ષ્મ ભૂતો) ઉત્પન્ન થયાં. તેમાં શબ્દ તન્માત્રાથી આકાશ ઉત્પન્ન થયું. શબ્દ સહિત સ્પર્શ તન્માત્રાથી વાયુ ઉત્પન્ન થયો. શબ્દ સ્પર્શ સહિત રૂપ તન્માત્રાથી તેજ ઉત્પન્ન થયું; શબ્દ, સ્પર્શ રૂપ સહિત

તન્માત્રાથી જળ ઉત્પન્ન થયું; અને શબ્દ, સ્પર્શ, રસ, રૂપ સહિત ગન્ધ તન્માત્રાથી પૃથ્વી ઉત્પન્ન થઈ.

આ પ્રમાણે આકાશમાં તો એક શબ્દ જ ગુણ થયો. વાયુમાં પોતાનો સ્પર્શગુણ અને બીજો આકાશનો શબ્દ ગુણ મળી શબ્દ તથા સ્પર્શ બે ગુણ થયા. તેજમાં પોતાનો રૂપગુણ તથા શબ્દ અને સ્પર્શ બે કારણના ગુણો મળી શબ્દ ગુણ અને રૂપ એ ત્રણ સ્પર્શ થયા. જળમાં પોતાનો રસગુણ તથા કારણના શબ્દ, સ્પર્શ અને રૂપ ત્રણ ગુણો મળી શબ્દ, સ્પર્શ, રૂપ તથા રસ એ ચાર ગુણ થયા. તે પ્રમાણે પૃથ્વીમાં પોતાનો ગંધ ગુણ, અને કારણના શબ્દ, સ્પર્શ, રૂપ તથા રસ ગુણ મળી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ ગુણો થયા. (ઉત્તર ઉત્તર એક એક ગુણ વધ્યો.)

**राजसानीन्द्रियाण्येव सात्त्विका देवता मनः ।**
**तेभ्योऽभवत् सूत्ररूपं लिंगं सर्वगतं महत् ॥२६॥**

રાજસ અહંકારથી દસ ઇન્દ્રિયો અને સાત્વિક અહંકારથી ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતા તથા મન ઉત્પન્ન થયાં; અને એ બધાં સૂક્ષ્મ તત્વો મળી સમષ્ટિ-સૂક્ષ્મ-શરીર રૂપ સર્વમાં વ્યાપક મહાન્ હિરણ્યગર્ભ થયા જેને સૂત્રાત્મા પણ કહે છે. ૨૬

ततो विराट् समुत्पन्नः स्थूलाद् भूतकदम्बकात् ।
विराजः पुरुषात्सर्वं जगत्स्थावरजंगमम् ॥२७॥

પછી તે સ્થૂળ મહાભૂતોના સમૂહથી વિરાટ્ ઉત્પન્ન થયા; અને વિરાટ્ પુરુષથી સર્વ સ્થાવર જંગમ જગત્ ઉત્પન્ન થયું. ૨૭

देवतिर्यङ् मनुष्याश्च कालकर्मक्रमेण तु ।
त्वं रजोगुणतो ब्रह्मा जगतः सर्वकारणम् ॥२८॥
सत्त्वाद्विष्णुस्त्वमेवास्य पालकः सद्भिरुच्यते ।
लये रुद्रस्त्वमेवास्य त्वन्मायागुणभेदतः ॥२९॥

કાળ તથા કર્મો અનુસાર તમે દેવ, તિર્યક્ અને મનુષ્ય આદિ યોનિયોમાં પ્રકટ થયા. તમે જ રજોગુણ દ્વારા જગતના કર્તા બ્રહ્માજી, સત્ત્વગુણ દ્વારા જગતની રક્ષા કરનારા વિષ્ણુ અને તમોગુણ દ્વારા જગતનો લય કરનારા રુદ્ર થયા એમ વિદ્વાન્ લોક કહે છે. ૨૮-૨૯.

जाग्रत्स्वप्नसुषुप्त्याख्या वृत्तयो बुद्धिजैर्गुणैः ।
तासां विलक्षणो रामस्त्वं साक्षी चिन्मयोऽव्ययः ३०

તમારી માયાના સત્વ, રજ અને તમ એવા ત્રણ ગુણોના ભેદથી જાગ્રત્, સ્વપ્ન, અને સુષુપ્તિ એ ત્રણ બુદ્ધિની વૃત્તિયો છે. હે રામ ! તમે એ ત્રણેથી વિલક્ષણ અવિનાશી, ચિન્મય, તથા સાક્ષી માત્ર છો. ૩૦

## પ્રસંગ ૨ જો.

### અરણ્યકાંડ. સર્ગ ૪ થો.

(પંચવટીમાં સીતાજી તથા અનુજ લક્ષ્મણજી સાથે શ્રી રામચન્દ્ર રહેતા હતા. એક દિવસે લક્ષ્મણજીએ એકાન્તમાં બેઠેલા પરમાત્મા શ્રી રામ પાસે જઈ નમ્રતાથી કહ્યું "ભગવન્, હું આપના મુખથી મોક્ષનું યથાર્થ સ્વરૂપ સાંભળવા ઇચ્છા રાખું છું. આપ કૃપા કરી સંક્ષેપમાં તેનું વર્ણન કરશો. શ્લો. ૧૬-૧૭)

श्रीराम उवाच

**शृणु वक्ष्यामि ते वत्स गुह्याद्गुह्यतरं परम् ।**
**यद्विज्ञाय नरो जह्यात्सद्यो वैकल्पिकं भ्रमम् ॥१९॥**

શ્રી રામ બોલ્યા—હે વત્સ લક્ષ્મણ, ગુપ્તમાં અતિ ગુપ્ત એવું જે જ્ઞાન, તે હું તને કહું છું, તે સાંભળ; જે જ્ઞાન જાણવાથી મનુષ્ય વિકલ્પ જનિત (સંસાર રૂપ) ભ્રાન્તિને તુરત જ ત્યજી દે છે. ૧૯

**आदौ मायास्वरूपं ते वक्ष्यामि तदनन्तरम् ।**
**ज्ञानस्य साधनं पश्चाज्ज्ञानं विज्ञानसंयुतम् ॥२०॥**

પ્રથમ હું માયાનું સ્વરૂપ વર્ણવું છું; પછી જ્ઞાનનાં સાધન અને ત્યાર પછી વિજ્ઞાન સહિત જ્ઞાનનું વર્ણન કરીશ. ૨૦

**ज्ञेयं च परमात्मानं यज्ज्ञात्वा मुच्यते भयात् ।**
**अनात्मनि शरीरादावात्मबुद्धिस्तु या भवेत् ॥२१॥**

सैव माया तयैवासौ संसारः परिकल्प्यते ।
रूपे द्वे निश्चिते पूर्वं मायायाः कुलनन्दन ॥२२॥

ત્યાર પછી જ્ઞેય પરમાત્માનું સ્વરૂપ કહીશ, જે જાણીને મનુષ્ય (સંસાર) ભયથી મુક્ત થાય છે. શરીરાદિ અનાત્મ પદાર્થોમાં જે આત્મબુદ્ધિ થાય છે તે જ માયા છે; તે માયાથીજ આ સંસારની કલ્પના બની છે. હે કુલનન્દન, તે માયાનાં પહેલ વહેલાં બે રૂપ નિર્ણય કરાયાં છે. ૨૧–૨૨

विक्षेपावरण तत्र प्रथमं कल्पयेज्जगत् ।
लिङ्गाद्यब्रह्मपर्यन्तं स्थूलसूक्ष्मविभेदतः ॥ २३ ॥

એક વિક્ષેપ, બીજું આવરણ (એમ બે રૂપ કલ્પાયાં છે) તેમાંથી પહેલી વિક્ષેપ શક્તિ સ્થૂળ તથા સૂક્ષ્મ એવા ભેદથી, મહત્તત્ત્વથી આરંભી બ્રહ્મા-પર્યંત જગતની કલ્પના કરે છે (રચે છે). ૨૩

अपरं त्वखिलं ज्ञानरूपमावृत्य तिष्ठति ।
मायया कल्पितं विश्वं परमात्मनि केवले ॥२४॥
रज्जौ भुजङ्गवद्भ्रान्त्या विचारे नास्ति किञ्चन ।
श्रूयते दृश्यते यद्यत्स्मर्यते वा नरैः सदा ॥२५॥

असदेव हि तत्सर्वं यथा स्वप्नमनोरथौ ।
देह एव हि संसारवृक्षमूलं दृढं स्मृतम् ॥२६॥

બીજી આવરણ શક્તિ સંપૂર્ણ જ્ઞાનને આવૃત્ત કરીને રહે છે. અને માયા વડે શુદ્ધ પરમાત્મામાં રજ્જુમાં સર્પના ભ્રમની પેઠે જગત્ કલ્પાયેલું છે. પરંતુ વિચાર કરતાં એ કાંઇ ટકી રહેતું નથી. મનુષ્ય જે કાંઈ હંમેશ સાંભળે છે, દેખે છે, અથવા સ્મરણ કરે છે; તે બધું સ્વપ્ન તથા મનોરથના સમાન અસત્ય છે. શરીર જ આ સંસાર રૂપી વૃક્ષનું દૃઢ મૂળ છે. ૨૪–૨૬.

तन्मूलः पुत्रदारादिबन्धः किं तेऽन्यथात्मनः ॥२७॥

શરીરનું કારણ સ્ત્રી, પુત્ર આદિ રૂપ બન્ધન છે; શરીર ન હોય તો આત્માને સ્ત્રી, પુત્રાદિ સાથે શો સંબંધ છે? ૨૭

શરીરનું સ્વરૂપઃ—

देहस्तु स्थूलभूतानां पञ्च तन्मात्रपञ्चकः ।
अहंकारश्च बुद्धिश्च इन्द्रियाणि तथा दश ॥२८॥
चिदाभासो मनश्चैव मूलप्रकृतिरेव च ।
एतत्क्षेत्रमिति ज्ञेयं देह इत्यभिधीयते ॥२९॥

પાંચ સ્થૂલી ભૂત, પાંચ તન્માત્રાઓ, અહંકાર, બુદ્ધિ, દશ ઇન્દ્રિયો, ચિદાભાસ, મન અને મૂળ પ્રકૃતિ એ (બધાના સમૂહ) ને ક્ષેત્ર એમ જાણવું. એને શરીર પણ કહે છે. ૨૮–૨૯

**एतैर्विलक्षणो जीवः परमात्मा निरामयः ।**
**तस्य जीवस्य विज्ञाने साधनान्यपि मे शृणु ॥३०॥**

નિર્દોષ પરમાત્મા રૂપ જીવ એ બધાથી વિલક્ષણ છે. હવે જીવનું સ્વરૂપ જાણવાનાં જે સાધનો છે તે પણ તું મારી પાસેથી શ્રવણ કર. ૩૦

પરમાત્માના જ્ઞાનનાં સાધન.

**जीवश्च परमात्मा च पर्यायो नात्र भेदधीः ।**
**मानाभावस्तथा दम्भहिंसादिपरिवर्जनम् ॥३१॥**

જીવ અને પરમાત્મા એ પર્યાય શબ્દો છે. તેમાં ભેદભાવ નથી. નિર્માનીપણું; દંભ હિંસા આદિનો ત્યાગ કરવો; ૩૧

**पराक्षेपादिसहनं सर्वत्रावक्रता तथा ।**
**मनोवाक्कायसद्भक्त्या सद्गुरोः परिसेवनम् ॥३२॥**

બીજાનાં કહેલાં કઠોર વચનો સહન કરવાં; સર્વત્ર સરળ સ્વભાવ રાખવો; મન વચન તથા શરીર વડે સંપૂર્ણ પ્રેમથી સદ્ગુરુની સેવા કરવી; ૩૨

बाह्याभ्यन्तरसंशुद्धिः स्थिरता सत्क्रियादिषु ।
मनोवाक्काय दण्डश्च विषयेषु निरीहता ॥३३॥

શરીરની બહાર તથા આંતરની શુદ્ધિ; સત્કર્મોમાં તત્પરતા; મન, વાણી અને શરીર ઉપર સંયમ (મન વડે કોઇનું બુરૂં ન ચિંતવવું, વાણી વડે કોઈને અપ્રિય વચન ન કહેવું અને હાથથી કોઇને તાડના ન કરવી ); વિષયોમાં અનાસક્તિ; ૩૩

निरहङ्कारता जन्म जराद्यालोचनं तथा ।
असक्तिः स्नेहशून्यत्वं पुत्रदारधनादिषु ॥३४॥

અહંકાર રહિત થવું; જન્મ, મૃત્યુ, વૃદ્ધાવસ્થા, વ્યાધિ આદિ દુઃખોનો વિચાર કરવો; પુત્ર, સ્ત્રી, ધન-આદિમાં આસક્તિ તથા સ્નેહ ન કરવો; ૩૪

इष्टानिष्टागमे नित्यं चित्तस्य समता तथा ।
मयि सर्वात्मके रामे ह्यनन्यविषया मतिः ॥३५॥

ઇષ્ટ અને અનિષ્ટની પ્રાપ્તિમાં ચિત્તને સદા સમાન રાખવું; સર્વાત્મ રૂપ 'હું' રામમાં અનન્ય બુદ્ધિ રાખવી; ૩૫

जनसम्बाधरहितशुद्धदेशनिषेवणम् ।
प्राकृतजनसङ्घेश्च ह्यरतिः सर्वदा भवेत् ॥३६॥

જ્યાં મનુષ્યોની ભીડભાડ ન હોય એવા પવિત્ર દેશમાં વાસ કરવો; સંસારી (વિષયાસક્ત) મનુષ્યોની સંગતિથી સદા બચવું; ૩૬

**आत्मज्ञाने सदोद्योगो वेदान्तार्थावलोकनः ।**
**उ[illegible]रेतैर्विज्ञानं विपरीतैर्विपर्ययः ॥३७॥**

આત્મજ્ઞાન માટે સદા ઉદ્યોગ કરવો; તથા વેદાન્તના અર્થનો વિચાર કરવો; આ ઉપર કહ્યાં તે સાધનોથી ( પરમાત્મા રૂપ જીવનું ) જ્ઞાન થાય છે. એનાથી વિપરીત આચરણ કરવાથી વિપરીત ફળ ( અજ્ઞાન–સંસાર–જન્મમરણ ) મળે છે. ૩૭

**बुद्धिप्राणमनोदेहाहंकृतिभ्यो विलक्षणः ।**
**चिदात्माहं नित्यशुद्धो बुद्ध एवेति निश्चयम् ॥३८॥**

બુદ્ધિ, પ્રાણ, મન, દેહ તથા અહંકારથી વિલક્ષણ નિત્ય, શુદ્ધ, બુદ્ધ, ચેતન, આત્મા " હું " છુ એવો નિશ્ચય, ૩૮

**येन ज्ञानेन संवित्ते तज्ज्ञानं निश्चितं च मे ।**
**विज्ञानं च तदैवैतत्साक्षादनुभवेद्यदा ॥३९॥**

જે જ્ઞાનથી પ્રાપ્ત થાય એ જ જ્ઞાન છે, એવો મારે

નિશ્ચય છે; જ્યારે સાક્ષાત્ આત્મસ્વરૂપનો અનુભવ થાય ત્યારે તેને વિજ્ઞાન કહે છે. ૩૯

**आत्मा सर्वत्र पूर्णः स्याच्चिदानन्दात्मकोऽव्ययः ।**
**बुद्ध्याद्युपाधिरहितः परिणामादिवर्जितः ॥४०॥**

આત્મા સર્વત્ર પૂર્ણ, ચિદાનંદ સ્વરૂપ, અવિનાશી, બુદ્ધિ આદિ ઉપાધિથી તથા પરિણામ (રૂપાન્તર) આદિ વિકારથી રહિત છે. ૪૦

**स्वप्रकाशेन देहादीन् भासयन्ननपावृतः ।**
**एक एवाद्वितीयश्च सत्यज्ञानादिलक्षणः ॥४१॥**

પોતાના પ્રકાશથી દેહ આદિને પ્રકાશ કરતો થકો પોતે આવરણ રહિત, એક, અદ્વિતીય, તથા સત્ય, જ્ઞાન, આદિ સ્વરૂપ છે. ૪૧

**असङ्गः स्वप्रभो द्रष्टा विज्ञानेनावगम्यते ।**
**आचार्यशास्त्रोपदेशादैक्यज्ञानं यदा भवेत् ॥४२॥**
**आत्मनोर्जीवपरयोर्मूलाविद्या तदैव हि ।**
**लीयते कार्यकरणैः सहैव परमात्मनि ॥४३॥**

( વળી તે ) અસંગ, સ્વયંપ્રકાશ તથા સર્વનો સાક્ષી છે તથા વિજ્ઞાનથી જણાય છે; આચાર્ય તથા શાસ્ત્રના ઉપદેશથી જ્યારે જીવાત્મા અને પરમાત્માની

એકતાનું જ્ઞાન થાય છે, ત્યારે મૂલાવિદ્યા પોતાનું કાર્ય (શરીરાદિ) તથા કરણ (ઇન્દ્રિયો) સહિત (અર્થાત્ પોતાના સ્થૂળ તથા સૂક્ષ્મ કાર્ય સહિત) પરમાત્મામાં લય પામી જાય છે. ૪૨–૪૩

**सावस्था मुक्तिरित्युक्ता ह्युपचारोऽयमात्मनि ।**
**इदं मोक्षस्वरूपं ते कथितं रघुनन्दन ॥४४॥**
**ज्ञानविज्ञानवैराग्यसहितं मे परमात्मनः ।**

અવિદ્યાની એ લય અવસ્થાને જ મોક્ષ કહે છે. આત્મામાં એ મોક્ષ કેવળ ઉપચાર માત્ર છે (વાસ્તવિક રીતે આત્માની મુક્તાવસ્થા આગન્તુક નથી; તે તો સદા મુક્ત જ છે.) હે લક્ષ્મણ, જ્ઞાન, વિજ્ઞાન તથા વૈરાગ્ય સહિત પરમાત્મા સંબંધી આ મોક્ષનું સ્વરૂપ મેં તને કહ્યું. ૪૪–૪૫ (૧/૨)

---

## પ્રસંગ ૩ જો.

### (કિષ્કિન્ધાકાંડ. સર્ગ ૩ જો.)

[શ્રી રામે વાલીનો વધ કર્યો. તે સમાચાર વાલીની સ્ત્રી તારાને મળતાં જ તે રોતી કકળતી, જ્યાં વાલીનું શબ પડ્યું છે ત્યાં આવી વિધવિધ પ્રકારે વિલાપ કરવા લાગી.

એ પ્રકારે વિલાપ કરતી "તારા" ને શ્રી રામચંદ્રે દયા પૂર્વક તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કરી શાન્તિ આપી. (શ્લો. ૮–૧૨). પછી

श्री राम उवाच

**किं भीरु शोचसि व्यर्थं शो॰ ॰स्याविषयं पतिम् ।**
**पतिस्त्वायं देहो वा जीवो वा वद तत्त्वतः ॥१३॥**

શ્રીરામ બોલ્યા : હે ડરપોક સ્ત્રિ, તું તારા પતિનો વ્યર્થ શોક શા માટે કરે છે? તારો પતિ શોક કરવા યોગ્ય નથી. તું તત્ત્વથી વિચાર કરીને મને કહે કે તારો પતિ આ દેહ છે કે (તેમાં રહેવાવાળો) જીવ છે? ૧૩

**पञ्चात्मको जडो देहस्त्वङ्मांसरुधिरास्थिमान् ।**
**कालकर्म॰णोत्पन्नः सोऽप्यास्तेऽद्यापि ते पुरः ॥१४॥**

(જો આ દેહને તારો પતિ માનતી હોય તો તે) દેહ પાંચ ભૂતોથી બનેલો, ત્વચા, માંસ, રુધિર, તથા હાડકાં વાળો અને જડ છે; કાળ, કર્મ તથા ગુણોથી ઉત્પન્ન થએલો છે અને તે તો હજુ પણ તારી સામો પડયો છે. ૧૪

**मन्यसे जीवमात्मानं जीवस्ता॰ निराम॰ः ।**
**न जायते न म्रियते न ति॰ष्ठति न गच्छति ॥१५॥**

જો જીવને તારો પતિ માનતી હોય તો એ જીવ વિકાર રહિત છે; તે જન્મતો નથી, મરતો નથી, બેસતો નથી, ચાલતો નથી; ૧૫

न स्त्री पुमान्वा षण्ढो वा जीवः सर्वगतोऽव्ययः ।
एक एवाद्वितीयोऽयमाकाशवदलेपकः ।
नित्यो ज्ञानमयः शुद्धः स कथं शोकमर्हति ॥१६॥

તે જીવ સ્ત્રી નથી, પુરુષ નથી તથા નપુંસક નથી; તે (તો) સર્વવ્યાપી તથા અવ્યય છે, એક છે, અદ્વિતીય છે, આકાશની પેઠે નિર્લેપ છે, નિત્ય છે, જ્ઞાનસ્વરૂપ છે તથા શુદ્ધ છે. તે જીવ કેવી રીતે શોક કરવા યોગ્ય છે? (અર્થાત્ શોક કરવા યોગ્ય નથી.) ૧૬

तारोवाच

देहोऽचित्काष्ठवद्राम जीवो नित्यश्चिदात्मकः ।
सुखदुःखादिसम्बन्धः कस्य स्याद्राम मे वद ॥१७॥

તારા બોલી: હે રામ, દેહ કાષ્ઠની પેઠે જડ છે અને જીવ નિત્ય તથા ચૈતન્ય રૂપ છે, (તો પછી) સુખ દુઃખાદિ સંબંધ કોને થાય છે, તે મને કહો. ૧૭

श्री राम उवाच

अहङ्कारादिसम्बन्धो यावद्देहेन्द्रियैः सह ।
संसारस्तावदेव स्यादात्मनस्त्वविवेकिनः ॥१८॥

શ્રી રામ બોલ્યા: જ્યાં સુધી દેહ અને ઇન્દ્રિયોમાં "હું અને મારાપણું" વગેરેનો સંબંધ છે

ત્યાં સુધી (આત્મા તથા અનાત્માના) વિવેકથી રહિત જીવને ( સુખ દુઃખાદિ રૂપ ) સંસાર ( સાથે સંબંધ ) છે. ૧૮

**मिथ्यारोपितसंसारो न स्वयं विनिवर्तते ।**
**विषयान्ध्यायमानस्य स्वप्ने मिथ्यागमो यथा ॥१९॥**

જેમ વિષયોનું ધ્યાન કરતાં કરતાં સૂઈ જનાર માણસને સ્વપ્નમાં અનેક પદાર્થો દેખાય છે તે બધા મિથ્યા છે તેમ આ સંસાર ( આત્મામાં અજ્ઞાન વડે ) આરોપિત છે ( અને તેથી) જૂઠો છે, પણ તે પોતાની મેળે નિવૃત્ત થતો નથી. ૧૯

**अनाद्यविद्या सम्बन्धात्तत्कार्याहङ्कृतेस्तथा ।**
**संसारोऽपार्थकोऽपि स्याद्रागद्वेषादिसङ्कुलः ॥२०॥**

અનાદિ અવિદ્યાના સંબંધથી તથા તેના કાર્ય અહંકારથી આ અત્યંત મિથ્યા સંસાર પણ રાગ દ્વેષાદિથી પૂર્ણ છે. ૨૦

**मन एव हि संसारो बन्धश्चैव मनः शुभे ।**
**आत्मा मनः समानत्वमेत्य तद्गतबन्धभाक् ॥२१॥**

હે કલ્યાણિ! મન જ સંસાર (નું કારણ) છે, અને મન જ બંધન ( કરવાવાળું ) છે. આત્મા

મન સાથે એકરૂપ થવાથી તેમાં રહેલાં સુખ દુઃખાદિ બંધન ભોગવે છે. ૨૧

**यथा विशुद्धः स्फटिकोऽलक्तकादिसमीपगः ।**
**तत्तद्वर्णयुगाभाति वस्तुतो नास्ति रञ्जनम् ॥२२॥**

જેમ સ્ફટિકમણિ સ્વચ્છ છે, પણ લાખ આદિની પાસે રહેવાથી તે લાખના જેવા રંગને દેખાય છે; વાસ્તવમાં તેમાં કોઈ રંગ નથી. ૨૨

**बुद्धीन्द्रियादिसामीप्यादात्मनः संसृतिर्बलात् ।**
**आत्मा स्वलिङ्गं तु मनः परिगृह्य तदुद्भवान् ॥२३॥**
**कामान् जुषन् गुणैर्बद्धः संसारे वर्ततेऽवशः ।**
**आदौ मनोगुणान् सृष्ट्वा ततः कर्माण्यनेकधा ॥२४॥**

તેમ બુદ્ધિ તથા ઇન્દ્રિયાદિની સમીપતાથી આત્માને અવશપણે ( સુખ દુઃખાદિ રૂપ ) સંસાર ભાસે છે. પોતાને ઓળખાવનાર સાધન મનને ગ્રહણ કરીને, તેનાથી પ્રાપ્ત થનારા વિષયોનું સેવન કરતો આત્મા તે મનના રાગદ્વેષાદિ ગુણોમાં બંધાય છે અને પરવશ બનેલો તે આત્મા સંસારમાં લિપ્ત થાય છે. પ્રથમ મનના (રાગ દ્વેષાદિ ગુણોને ઉત્પન્ન કરીને અનેક પ્રકારનાં કર્મ કરે છે. ૨૩–૨૪

शुक्ललोहितकृष्णानि गतयस्तत्समानतः ।
एवं कर्मवशाज्जीवो भ्रमत्याभूतसंप्लवम् ॥२५॥

(તે કર્મો) શુકલ (હિંસા રહિત એવાં જપ, ધ્યાનાદિ), લોહિત (હિંસા જેમાં થાય છે એવાં યજ્ઞયાગાદિ), અને કૃષ્ણ (મદ્યપાનાદિ પાપ કર્મ) એમ ત્રણ પ્રકારનાં છે; અને તેમની ગતિ પણ તે કર્મોના જેવી છે (અર્થાત્ શુકલકર્મની ગતિ બ્રહ્મ-લોક, રકતકર્મની ગતિ સ્વર્ગ લોક અને કૃષ્ણકર્મની ગતિ નરક લોક). આ પ્રમાણે આ જીવાત્મા કર્મોને વશ થવાથી પ્રલયકાળ સુધી આ ગતિયોમાં ભટકયા કરે છે. ૨૫

सर्वोपसंहृतौ जीवो वासनाभिः स्वकर्मभिः ।
अनाद्यविद्यावशगस्तिष्ठत्याभिनिवेशतः ॥२६॥

પ્રલય કાળમાં સર્વભૂતોનો લય થતાં આ જીવ કર્તા ભોકતાપણાના અભિનિવેશથી પોતાની વાસના તથા કર્મો સહિત અનાદિ અવિદ્યામાં લીન થઇ જાય છે. ૨૬

सृष्टिकाले पुनः पूर्ववासनामानसैः सह ।
जायते पुनरप्येवं घटीयन्त्रमिवावशः ॥२७॥

જ્યારે સૃષ્ટિકાળ થાય છે ત્યારે પરવશ એવો આ જીવાત્મા પૂર્વકાળની વાસના વાળા મન સહિત ફરી જન્મે છે અને ઘટી યંત્ર ( રેંટ ) ની પેઠે ઘૂમતો રહે છે. ૨૭

यदा [illegible]ण्यविशेषेण लभते सङ्गतिं सताम् ।
[illegible] सुशान्तानां तदा म[illegible]ः ॥२८॥

જે સમયે કોઇ પુણ્ય કર્મના પ્રભાવથી અત્યંત શાંત સ્વભાવવાળા મારા ભક્તો, સંતોની સંગતિ થાય છે ત્યારે તે જીવાત્માનું ચિત્ત મારા તરફ વળે છે. ૨૮

मत्कथाश्रवणे श्रद्धा दुर्लभा जायते ततः ।
ततः स्वरूपविज्ञानमनायासेन जायते ॥२९॥

પછી તેને દુર્લભ એવી મારી કથા સાંભળવામાં શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. અને શ્રદ્ધા પૂર્વક મારી કથા શ્રવણ કરવાથી અનાયાસે મારા સ્વરૂપનું જ્ઞાન થાય છે. ૨૯

त[illegible]ाचार्यप्रसादेन वाक्यार्थज्ञानतः क्षणात् ।
देहेन्द्रियमनः प्राणाह[illegible]कृतिभ्यः पृथक्स्थितम् ॥३०॥

स्वात्मा भवतः सत्यमान ात्मानमद्वय ।
ज्ञात्वा सद्यो भवेन्मुक्तः सत्यमव मयोदित ॥३१॥

ત્યાર પછી ગુરુકૃપાથી "तत्त्वम सि" આદિ મહા વાકયના અર્થના જ્ઞાનથી તથા પોતાના અનુભવથી આ જીવાત્મા પોતાને દેહ, ઇન્દ્રિય, મન, પ્રાણ તથા અહંકારથી ભિન્ન, સત્ય, આનંદ, અદ્વૈત-આત્મા સ્વરૂપ જાણીને એક ક્ષણમાં મુકત થઈ જાય છે. (હે તારા) આ મેં તને સત્ય કહ્યું છે. ૩૦-૩૧

एवं मया तं सम्य ालोचयति योऽनिशम् ।
तस्य संसारदुःखानि न स्पृशन्ति कदाचन ॥३२॥

જે મનુષ્ય મેં કહેલું આ પરમાર્થ—જ્ઞાન અહર્નિશ મનન કરે છે તેને કદિ પણ સંસાર (જન્મ મરણ)નાં દુઃખો પ્રાપ્ત થતાં નથી. ૩૨

त्वमप्येतन्मया प्रोक्तमालोचय विशुद्धधीः ।
न स्पृक्ष्यसे दुःखजालैः कर्मबन्धाद्विमोक्ष्यसे ॥३३॥

તું પણ શુદ્ધ ચિત્તવાળી બની આ મેં કહેલા ઉપદેશનું મનન કર. એમ કરવાથી દુઃખોનો સમૂહ તને સ્પર્શ નહિ કરે અને કર્મ બન્ધનથી તું મુકત થઈશ. ૩૩.

---

# અવધૂત ગીતામાંથી.

**ईश्वरानुग्रहादेव पुंसामद्वैतवासना ।**
**महद्भयपरित्राणा विप्राणामुपजायते ॥१॥**

ઇશ્વરની કૃપાથીજ વેદનો અભ્યાસ કરવાવાળા પુરુષોને મહાન ભયથી રક્ષણ કરવાવાળી અદ્વૈતની વાસના ઉત્પન્ન થાય છે. ૧ (અ૦ ૧–૧)

**यत्करोमि यदश्नामि यज्जुहोमि ददामि यत् ।**
**तत्सर्वं न मे किञ्चित् विशुद्धोऽहमजोऽव्ययः ॥२॥**

હું જે કાંઈ કરું છું, ખાઉં છું, હવન કરું છું, દાન આપું છું, એ બધું મારું લગાર પણ નથી. (કારણ કે) હું (તો) શુદ્ધ સ્વરૂપ, જન્મથી રહિત તથા અવિકારી છું. ૨ (અ૦ ૧–૩૯)

**आदिमध्यान्तमुक्तोऽहं न बद्धोऽहं कदाचन ।**
**स्वभावनिर्मलः शुद्ध इति मे निश्चिता मतिः ॥३॥**

હું આદિ, મધ્ય તથા અન્તથી રહિત છું; કદિ પણ બંધાયલો નથી; હું સ્વભાવથી જ નિર્મળ તથા શુદ્ધ છું, એવો મારો નિશ્ચિત મત છે. ૩. (અ૦ ૧–૪૩)

ॐ तत्सत् शान्तिः शान्तिः शान्तिः ।





# વેદાંત પારિભાષિક શબ્દોનો સંક્ષિપ્ત કોષ.

## अ

**अज्ञान** ૨—કાર્ય માત્રનું જે ઉપાદાન હોઈને સત્ અને અસત્ શબ્દથી કહી શકાય નહિં એવું.

૨. કેટલાક જ્ઞાનનો અભાવ તેને અજ્ઞાન કહે છે.

૩. જે મિથ્યા હોઈને સાક્ષાત્ જ્ઞાન થવાથી નિવૃત્ત થાય છે તે અજ્ઞાન.

૪. જે સત્ય પદાર્થથી અને અસત્ય પદાર્થથી વિલક્ષણ હોય તે અજ્ઞાન. અજ્ઞાન સત્ય નથી કેમકે જ્ઞાનથી તેનો નાશ થાય છે, અને તે અસત્ય પણ નથી, કેમકે "હું બ્રહ્મને જાણતો નથી" એવો અજ્ઞાનનો અનુભવ થાય છે. માટે એને 'અનિર્વચનીય' પણ કહે છે.

૫. સત્ વસ્તુથી વિલક્ષણ, અનાદિ, તથા જ્ઞાનથી નિવૃત્ત થાય એવો પદાર્થ તે અજ્ઞાન. 'અસત્' એ કાંઇ વસ્તુ જ

નથી, માટે 'અસત્‌થી વિલક્ષણ' એમ અહિં કહ્યું નથી. એને જ મૂળ પ્રકૃતિ, પ્રલયાવસ્થા, અવ્યક્ત, અવ્યાકૃત, અક્ષર, અવિદ્યા, તમ વગેરે કહે છે.

( અજ્ઞાનના બીજા અર્થો માટે વાંચો 'દાર્શનિક કોષ.')

૧ **मूलाज्ञान** શુદ્ધ ચેતનને આશ્રયે રહી તેને જ ઢાંકે તે.

૨ **तुलाज्ञान** પદાર્થ (ઘટાદિ) અવચ્છિન્ન ચેતનને ઢાંકે તે.

૧ **समष्टि अज्ञान**—અનેક વૃક્ષો છે છતાં તે વૃક્ષોનો સમૂહ એક વન સ્વરૂપે અથવા અનેક વ્યક્તિઓની જાતિ જુદી જુદી છે છતાં બધાયની એક બ્રાહ્મણત્વાદિ જાતિ રૂપે, જે એક બુદ્ધિનો વિષય તે.

૨ **व्यष्टि अज्ञान**—જુદાં જુદાં વૃક્ષોની પેઠે અથવા જુદી જુદી વ્યક્તિની જાતિ પેઠે અનેક બુદ્ધિનો વિષય તે.

卐 **अज्ञानकी शक्ति** ૨—અજ્ઞાનનું સામર્થ્ય.

૧ **ज्ञानशक्ति**. ૨ **क्रियाशक्ति**.

૧. **आवरण शक्ति**—જેને આશ્રયે રહે તે અધિષ્ઠાનને ઢાંકવાવાળું જે અજ્ઞાનમાં સામર્થ્ય છે તે.

૨. **विक्षेपशक्ति**—પ્રપંચ (જગત્‌) અને તેનું જ્ઞાન ઉત્પન્ન કરનારું જે અજ્ઞાનમાં સામર્થ્ય છે તે.

卐 **अज्ञानके भेद** ૫—અજ્ઞાન સંબંધમાં વેદાંત આચાર્યોના ભિન્ન મતોઃ

१ **मायाअविद्यारूप अज्ञान**—કોઈ અજ્ઞાનને માયા (સમષ્ટિ અજ્ઞાનમય ઈશ્વરની ઉપાધિ) અને અવિદ્યા (વ્યષ્ટિ અજ્ઞાનમય જીવોની ઉપાધિ) રૂપ માને છે.

२ **ज्ञान क्रियाशक्तिरूप अज्ञान**— કોઇ અજ્ઞાનને જ્ઞાન-શક્તિ અને ક્રિયાશક્તિ રૂપ માને છે.

३ **विक्षेप आवरणरूप अज्ञान**—કોઈ અજ્ઞાનને આવરણ-રૂપ તથા વિક્ષેપરૂપ માને છે.

४ **समष्टि व्यष्टिरूप अज्ञान**—કોઈ અજ્ઞાનને સમષ્ટિ (ઈશ્વરની ઉપાધિ) રૂપ અને વ્યષ્ટિ (જીવની ઉપાધિ) રૂપ માને છે.

५ **कारणरूप अज्ञान**—કોઈ અજ્ઞાનને જગતના ઉપાદાન-કારણ મૂલ પ્રકૃતિમય ઈશ્વરની ઉપાધિરૂપ માને છે. અને તે પક્ષમાં જીવને કાર્ય (અંતઃકરણ) ઉપાધિવાળો માન્યો છે.

**अतला दें ७**—

૧. અતલ, ૨. વિતલ, ૩. સુતલ, ૪. તલાતલ, ૫. રસા-તલ, ૬. મહાતલ, ૭. પાતાલ.

卐 **अध्यात्मम्**—આત્મા એટલે દેહ ઇન્દ્રિયાદિ, ક્ષેત્રજ્ઞ, બ્રહ્મ, વગેરેના સંબંધથી આત્માનું જે નિરૂપણ તે અધ્યાત્મ (જ્ઞાન) કહેવાય છે.

૨. આત્મા એટલે શરીરને અનુલક્ષીને જે કાંઈ કહેવામાં આવે તે અધ્યાત્મ, એવો સામાન્ય અર્થ છે.

૩. અંતઃકરણ અને ઈન્દ્રિયોને પણ કવચિત્ "અધ્યાત્મ" નામથી ઓળખવામાં આવે છે.

卐 **अध्यात्म आदि ३**—૧. ઈન્દ્રિય (અધ્યાત્મ), ૨. દેવતા ( અધિદૈવ ), ૩. વિષય (અધિભૂત).

卐 **अध्यात्मताप २**—આત્માનો આશ્રય કરીને રહેવાવાળાં જે સ્થૂળ સૂક્ષ્મ શરીર તે અધ્યાત્મ છે. તેમાં રહેલાં જે દુઃખ તે અધ્યાત્મતાપ અગર અધ્યાત્મદુઃખ છે.

१ **आधिताप**—માનસિક દુઃખ. (અનેક ચિંતાઓ.)

२ **व्याधिताप**—શરીરનું દુઃખ. (તાવ, ગુમડાં આદિક.)

卐 **अध्यास २ (परत्र पूर्वदृष्टावभासः)**—અન્યમાં અન્યનો અવભાસ તે અધ્યાસ. (૨) ભ્રાન્તિજ્ઞાન અને ભ્રાન્તિજ્ઞાનનો વિષય તે અધ્યાસ.

१ **अर्थाध्यास**—જે પદાર્થ ભાસે છે તે અવભાસ એવો અર્થ કરીએ તો છીપમાં રૂપું ભાસે છે; માટે રૂપું એ અવભાસ થયો. માટે એ પદાર્થરૂપ અવભાસ હોવાથી તે **अर्थ+अध्यास** કહેવાય.

(૨) ભ્રાન્તિજ્ઞાનનો વિષય. (સર્પાદિ, દેહાદિ પ્રપંચ.)

२ **ज्ञानाध्यास**—પદાર્થનો ભાસ જેના વડે થાય છે તે અવભાસ એવો જો અર્થ કરીએ તો **अवभास** નો અર્થ 'જ્ઞાન' થવાથી તેને **ज्ञान+अध्यास** કહેવાય.

(૨) ભ્રાન્તિજ્ઞાન (સર્પાદિકનું તથા દેહાદિક પ્રપંચનું જ્ઞાન.)

卐 **अनादिपदार्थ ६**—ઉત્પત્તિ રહિત પદાર્થ.

૧. જીવ, ૨. ઈશ, ૩. શુદ્ધ ચેતન, ૪. અવિદ્યા (માયા), ૫. ચેતન અને માયાનો સંબંધ, ૬. તે પાંચ અનાદિપદાર્થોનો પરસ્પર ભેદ.

卐 **अनुबंध**—

૧. ગ્રન્થનું મંગલાચરણ કર્યા પછી તરતજ ગ્રન્થના આરંભમાં જે કહેવામાં આવે તે **અનુબંધ.**

૨. પોતાના વિષયનું જ્ઞાન આપીને તે દ્વારા શાસ્ત્રમાં પ્રવૃત્તિ કરાવનાર જે વિષય તે **અનુબંધ.**

૩. બધાંજ શાસ્ત્રોના ચાર **અનુબંધ** હોય છે અને તે દરેક શાસ્ત્રના ભિન્ન ભિન્ન હોય છે. એ અનુબંધો જાણીને જ જિજ્ઞાસુઓ તે તે શાસ્ત્રમાં પ્રવૃત્ત થાય છે.

૪. ગ્રન્થમાં (૧) અધિકારી (૨) વિષય, (૩) પ્રયોજન, અને (૪) સંબંધ એ ચાર બાબતો કહેલી હોય છે. એ ચાર બાબતો ડાહ્યા માણસોની ગ્રન્થમાં પ્રવૃત્તિ કરાવવામાં હેતુ છે, માટે એ ચાર **અનુબંધ** કહેવાય છે.

૧ **अधिकारी**—મલવિક્ષેપરૂપ દોષરહિત તથા અજ્ઞાન-રૂપ દોષસહિત હોય અને વિવેકાદિ ચાર સાધનસંપન્ન હોય તે પુરુષ વેદાંતનો અધિકારી છે.

૨ **विषय**—બ્રહ્મ અને આત્માની એકતા વેદાંતશાસ્ત્રનો વિષય (પ્રતિપાદ્ય) છે.

३ प्रयोजन—સર્વ દુઃખની નિવૃત્તિ અને પરમાનન્દની પ્રાપ્તિરૂપ મોક્ષ.

४. संबंध—ગ્રન્થનો અને વિષયનો પ્રતિપાદક પ્રતિપાદ્ય-રૂપ ભાવરૂપ સંબંધ છે.

卐 **अन्तःकरण**—શરીરની અંદર રહેલું હોઈને સર્વ ઈન્દ્રિયોને સહાય કરનારું જે સાધન છે તે **અંતઃકરણ.**

૨. જેમાં જ્ઞાનશક્તિ પ્રધાન છે અને અપંચીકૃત પંચ મહાભૂતોના સાત્વિક અંશના ભેગા મળવાથી જે ઉત્પન્ન થયું છે તે **અંતઃકરણ.**

૩. સર્વજ્ઞાન વગેરેને પ્રત્યક્ષ કરનારું સાધન તે **અંતઃકરણ.**

卐 **अन्तःकरणके प्रकार ४—**

१ **मन**–સંકલ્પ વિકલ્પરૂપ વૃત્તિ.
२ **बुद्धि**–નિશ્ચયરૂપ વૃત્તિ.
३ **चित्त**–ચિંતનરૂપ વૃત્તિ.
४ **अहंकार**–અહંતારૂપ વૃત્તિ.

卐 **अन्तःकरणके दोष ३—**

१ **मलदोष**–જન્મ જન્માંતરનાં પાપ;
२ **विक्षेपदोष**–ચિત્તની ચંચળતા;
३ **आवरणदोष**–સ્વરૂપનું અજ્ઞાન.

卐 **अंधत्व, अंधपना—इन्द्रियका औ अंधमंदपटुपना** માટે જુઓ **आन्ध्यादि**

卐 **अभाव** ૫—ન અસ્તિ (નથી) એવી પ્રતીતિનો વિષય.

૧ **प्रागभाव**–કાર્યની ઉત્પત્તિ પૂર્વે કારણમાં કાર્યનો જે અભાવ તે **प्राक्‌अभाव**.

૨ **प्रध्वंसाभाव**–નાશ થયા પછી જે અભાવ થાય છે તે.

૩ **अन्योन्याभाव**–પરસ્પરમાં જે પરસ્પરનો અભાવ તે. જેમકે ઘટમાં પટનો અભાવ અને પટમાં ઘટનો અભાવ. વગેરે.

૪ **अत्यंताभाव**–ત્રણે કાળમાં જેનો અભાવ છે તે. જેમકે આકાશપુષ્પ, વન્ધ્યાપુત્ર–વગેરેની હયાતીજ નથી.

૫ **सामयिकाभाव**–કોઈ સમયમાં અભાવ. નારદ આદિ ઋષિ મુનિયો પહેલાં પૃથ્વી ઉપર વિચરતા. હવે વિચરતા જોવામાં નથી આવતા.

નોંધ–વેદાંત મતવાળા પાંચમો સામયિકાભાવ નથી માનતા. ચાર પ્રકારના અભાવ માને છે.

卐 **अरिवर्ग** ૬–પરલોકના વિરોધિ, આંતર શત્રુઓનો સમૂહ.

૧. કામ–ઈચ્છા અથવા પ્રાપ્ત વસ્તુના ભોગની ઇચ્છા.

૨. ક્રોધ, ૩. લોભ, ૪. મોહ, ૫. મદ અને ૬. મત્સર.

卐 **अवधि** ૩–૧. બોધની હદ, ૨. વૈરાગ્યની હદ, ૩. ચિત્ત નિરોધરૂપ ઉપશમની હદ. **अवधि**=હદ.

卐 **अवस्था** ૩–ત્રણ દેહનો વ્યવહારકાળ.

૧. જાગ્રત્ અવસ્થા, ૨. સ્વપ્ન અવસ્થા, ૩. સુષુપ્તિ અવસ્થા.

卐 **अवस्था ६—**

१ **शिशु**—એક વર્ષના દેહનો સમય;

२ **कौमार**—પાંચ વર્ષ સુધીના દેહનો સમય;

३ **पौगंड**—છ થી દશ વર્ષ સુધીના દેહનો સમય;

४ **किशोर**—અગીઆરથી પંદર વર્ષ સુધીના દેહનો સમય;

५ **यौवन**—સોળથી ચાળીસ વર્ષ સુધીના દેહનો સમય;

६ **जरा**—ચાળીસ વર્ષ ઉપરનો સમય.

卐 **अविद्या ४-२-५—**

**क.** ( પાતંજલ મતમાં. ) તદ્‌ભાવથી રહિત પદાર્થમાં જે તદ્‌ભાવ બુદ્ધિ છે, તેનું નામ **અવિદ્યા.** તે બે પ્રકારની છેઃ

(૧) કાર્ય અવિદ્યા અને (૨) કારણ અવિદ્યા.

**ख.** પાંચ ક્લેશમાંનો પહેલો ક્લેશ એનેજ **મૂલા** અવિદ્યા કહે છે. આ અવિદ્યા **ચાર પ્રકારની** છેઃ—

(૧) અનિત્યમાં નિત્યત્વ બુદ્ધિ. જેમકે બ્રહ્મલોકાદિ અનિત્ય છે તેને નિત્ય માનવા.

(૨) અશુચિમાં શુચિત્વ બુદ્ધિ. જેમકે દેહાદિ અશુચિ છે તેને શુચિ ( પવિત્ર ) માનવા.

(૩) દુઃખ અને તેનાં સાધનોમાં સુખત્વ બુદ્ધિ. જેમકે માળા, ચંદન, વનિતા ( સ્ત્રી ), પુત્રાદિમાં સુખ બુદ્ધિ માનવી.

(૪) અનાત્મામાં આત્મત્વ બુદ્ધિ. જેમકે દેહાદિકમાં.

卐 **अविद्याका २ प्रकारः** (૧) મૂલાવિદ્યા. (૨) તુલાવિદ્યા.

મૂલાવિદ્યા તથા તુલાવિદ્યાના અર્થ **अज्ञान**—**मूलाज्ञान**, **तुलाज्ञान**માં જુઓ.

卐 **अविद्याका ५ प्रकारः**

१ **तम**=પોતાના સ્વરૂપનું અજ્ઞાન.

२ **मोह**=દેહાદિમાં ' હું ' પણું.

३ **महामोह**=વિષયભોગમાં ઇચ્છા.

४ **तामिस्र**=વિષયેચ્છા પૂરી થવામાં કંઇ વિઘ્ન આવવાથી થતો ક્રોધ.

५ **अंधतामिस्र**=ભોગ અથવા તેનાં સાધનોનો નાશ થવાથી " મારો નાશ થયો " એવી બુદ્ધિ.

卐 **अहंकार** ૨—અભિમાનરૂપ અંતઃકરણની વૃત્તિ. ૨. સાંખ્ય મત પ્રમાણે અહંકાર એટલે મહત્તત્ત્વની વિકૃતિ (કાર્ય).

१ **शुद्ध अहंकार**—સ્વસ્વરૂપનો અહંકાર.

२ **अशुद्ध अहंकार**—દેહાદિ અનાત્માનો અહંકાર.

१ **सामान्य अहंकार**—" હું " એવી સામાન્ય અહંકારની વૃત્તિ.

૨ **विशेष अहंकार**–" હું બ્રાહ્મણ છું, હું ક્ષત્રિય છું " ઈત્યાદિ સ્ફુરણરૂપ ચિત્તની વૃત્તિ.

૧ **मुख्य अहंकार**–કૂટસ્થ ( સાક્ષી ), ચિદાભાસ અને દેહ વગેરેને એકમેક માની અજ્ઞાનીને આખાય સમૂહમાં **अहम्** શબ્દનો સંબંધ કરી જે **अहम्**ની સ્ફુરણા થવી તે શક્તિ વૃત્તિથી જાણવા યોગ્ય **अहम्** શબ્દના અર્થને વિષય કરવાવાળો અહંકાર.

૨ **अमुख्य अहंकार**–વિવેકીને વ્યવહારદશામાં (૧) દેહાદિ સહિત ચિદાભાસમાં અને (૨) પરમાર્થદશામાં કેવળ "કૂટસ્થ"માં **अहम्** શબ્દનો સંબંધ કરી જે **अहम्**ની સ્ફુરણા થવી તે લક્ષણા વૃત્તિથી જાણવાયોગ્ય **अहम्** શબ્દના અર્થને વિષય કરવાવાળો અહંકાર.

卐 **असंभावना** ૨–' અમુક વસ્તુ નથી ' એવો નિષેધરૂપ જે મજબૂત સંશય તે અસંભાવના કહેવાય.

૧ **प्रमाणगत असंभावना**–પ્રમાણ ( વેદ ) સંબંધિ અસંભવનું જ્ઞાન,

૨ **प्रमेयगत असंभावना**–પ્રમેય ( મોક્ષ આદિક પદાર્થ ) સંબંધિ અસંભવનું જ્ઞાન.

卐 **आत्मा** ૩–(૧) સર્વ દેહોમાં જે પૂર્ણ છે તે **આત્મા.** (૨) હું એવા જ્ઞાનનો જે વિષય તે **આત્મા.** (૩) જે વિષયોને પ્રાપ્ત કરે છે, જે વિષયોને ગ્રહણ કરે છે, જે વિષયોને ભોગવે છે, જે નિરંતર એક સરખો રહે છે, તે **આત્મા** કહેવાય છે.

( બૌદ્ધ ન્યાયાદિકના મતમાં આત્મા કેવો છે તે જાણવા દાર્શનિક કોષ વાંચવો. )

૧ **ज्ञानात्मा** ( બુદ્ધિ ); ૨ **महानात्मा** ( મહત્તત્ત્વ ); ૩ **शांतात्मा** ( શુદ્ધ બ્રહ્મ ).

૧ **मिथ्यात्मा**–સ્થૂળ સૂક્ષ્મ સંઘાત ( શરીર );
૨ **गौणात्मा**–પુત્ર. ૩ **मुख्यात्मा**–સાક્ષી; કૂટસ્થ.

卐 **आनंद ३**–પ્રીતિ વગેરે, વૃત્તિ અવચ્છિન્ન ચૈતન્ય તે **આનંદ.** અવચ્છિન્ન કહેવાનું કારણ એ છે કે ચૈતન્યના જેટલા ભાગમાં પ્રેમવૃત્તિ વ્યાપેલી હોય તેટલો ચૈતન્યનો ભાગ **આનંદ** કહેવાય.

૨. સાત્ત્વિક એકાગ્ર બુદ્ધિમાં પ્રતિબિંબિત સુખરૂપ આત્મા તે **આનંદ;** અથવા સુખરૂપ આત્મામાં પ્રતિબિંબિત વૃત્તિ તે **આનંદ.**

૩. જે સુખથી અધિક બીજું સુખ નથી, એવી સુખરૂપતાને **આનંદ** કહે છે.

૪. મારે કાંઈ જોઈતું નથી, હું પરિપૂર્ણ છું, એવી સંતોષાત્મક ચિત્તવૃત્તિ એ આનંદનું ઉપલક્ષણ છે.

૧ **ब्रह्मानंद**–નિદ્રા ન હોય તે વખતનો, દ્વૈતભાવ વગરનો બ્રહ્માભિમુખ વૃત્તિથી આવિર્ભૂત જે આનંદ તે. (૨) સમાધિમાં આવિર્ભૂત અથવા (૩) સુષુપ્તિગત જે બિંબભૂત આનંદ તે **બ્રહ્માનંદ** છે.

નિજાનંદ, યોગાનંદ, મુખ્યાનંદ, અદ્વૈતાનંદ, આત્માનંદ એ બધાં એનાંજ નામ છે.

૨ **विषयानंद**–જાગ્રત્ સ્વપ્નમાં સ્રક્ ( પુષ્પની માળા ), ચંદન, વનિતા આદિ વિષયની પ્રાપ્તિરૂપ નિમિત્તથી તે વિષયોમાં એકાગ્ર થએલી બુદ્ધિમાં આત્મસ્વરૂપભૂત આનંદનું જે ક્ષણિક પ્રતિબિંબ થાય છે તે.

વિદ્યાનંદનો પણ એ આનંદમાં અંતર્ભાવ થાય છે.

એ આનંદને લેશાનંદ તથા માત્રાનંદ પણ કહે છે.

૩ **वासनानंद**–સુષુપ્તિ અવસ્થાના બ્રહ્માનંદમાંથી ઉત્થાન પામેલી ઉદાસીન દશામાં જે આનંદનો અનુભવ થાય છે તે.

卐 **आन्ध्यादि** ૩–અંધપણું આદિ નેત્રના ધર્મો. એ નેત્રનો અંધપણું ધર્મ કહ્યો. તે પ્રમાણે જીહ્વાનું મૂકપણું અને શ્રોત્રનું બધિરપણું આદિ ધર્મો પણ સમજી લેવા.

૧ **आन्ध्य**–ચક્ષુથી સર્વથા રૂપ વિષય ન દેખાવો તે. તે જ પ્રમાણે બીજી ઇન્દ્રિયોથી પણ પોતપોતાના વિષયો ન ગ્રહણ થવા તે.

૨ **मांद्य**–ઇન્દ્રિયો વડે પોતપોતાના વિષયોનું સ્વલ્પ ગ્રહણ.

૩ **पटुत्व**–ઇન્દ્રિયોવડે પોતપોતાના વિષયોનું સ્પષ્ટ ગ્રહણ.

卐 **आश्रम ४**—

૧. બ્રહ્મચર્ય, ૨. ગૃહસ્થ, ૩. વાનપ્રસ્થ, ૪. સંન્યાસ.

## उ

卐 **उद्देश**–વસ્તુનું પ્રતિપાદન કરનાર નામ માત્ર તે ઉદ્દેશ.

જેમ દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય, અભાવ; એ રીતે દ્રવ્યાદિનાં નામ માત્રથી કથન તે.

卐 **उद्देशादि ३**

૧ **उद्देश**–નામ માત્ર કહેવું. ૨ **लक्षण**–અસાધારણ ધર્મ.

૩ **परीक्षा**–પદ્ધતિ. ( અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ, તથા અસંભવ એ દોષોનો વિચાર ).

**अव्याप्ति** આદિ ત્રણ દોષના ખુલાસા માટે જુઓ **लक्षणदोष**.

卐 उपवायु ५–વાંચો **प्राण** શબ્દ.

卐 **उपासना २**

નિકૃષ્ટ ( નીચા દરજ્જાની ) વસ્તુમાં ઉત્કૃષ્ટ વસ્તુની બુદ્ધિનું નામ ઉપાસના છે.

જેને ચિંતન અથવા મનન કહે છે, તે રૂપ માનસી ક્રિયા તે ઉપાસના.

વસ્તુના સ્વરૂપની અપેક્ષા રાખ્યા સિવાય જે પુરુષની ઈચ્છાને માત્ર અધીન હોય એવું મનના પ્રવાહનું રૂપ તે ઉપાસના.

૧ **सगुण उपासना**–કારણબ્રહ્મ ( ઈશ્વર ) અને કાર્યબ્રહ્મ ( હિરણ્યગર્ભ આદિ ) ની ઉપાસના.

२ **निर्गुण उपासना**–શુદ્ધ બ્રહ્મની ઉપાસના.

१ **अहंग्रह उपासना**–ઉપાસ્ય સ્વરૂપ અને હું એકજ છીએ એમ પોતાની સાથે ઉપાસ્યનું અભેદ રૂપે ચિંતન તે અહંગ્રહ ઉપાસના છે.

२ **प्रतीक उपासना**—

[ ( પ્રતીક=અવયવ; પ્રતિરૂપ; ઉલટું. )

જે જ્ઞાનનો આશ્રય બીજી વસ્તુ છે, તેનાથી અન્ય વસ્તુમાં તે જ્ઞાનને સ્થાપન કરવું તે પ્રતીક.

અથવા—અમુક વસ્તુથી ભિન્ન હોઇને તેના અર્થનું જે બોધક હોય તે. ( જેમ–વિષ્ણુનું પ્રતીક શાલિંગ્રામ. ) ]

આદિત્ય વગેરે બ્રહ્મનાં પ્રતીકમાં 'એ બ્રહ્મ છે' એવી દૃષ્ટિ કરીને ઉપાસન કરવું તે **પ્રતીકઉપાસન.**

એ પ્રતીકઉપાસનાના ચાર પ્રકાર છેઃ ૧ સંપદુપાસના; ૨. આરોપોપાસના; ૩. સંસર્ગ ઉપાસના અને ૪. અધ્યાસોપાસના.

卐 **ऊर्मि** ६–જન્મ, મરણ; ક્ષુધા, તૃષા; અને શોક, મોહ; એ છ ઊર્મિયો કહેવાય છે. કેમકે એ છ, સમુદ્રની લહેરો ( ઊર્મિયો ) ની પેઠે ચિત્તને ક્ષોભ પમાડનાર છે. તેમાં

જન્મ, મરણ–એ બે દેહના ધર્મ છે;

ક્ષુધા, તૃષા–એ બે પ્રાણના ધર્મ છે;

શોક, મોહ–એ બે મનના ધર્મ છે. ( શોક તથા મોહને ઠેકાણે કોઇ સુખ તથા દુઃખને પણ ગણાવે છે.)

**एषणा**=ઈચ્છા ચાહના અથવા વાસના. ૨. અભિમાન.

૧ **पुत्रैषणा**–પુત્રપ્રાપ્તિની ઇચ્છા;

૨ **वित्तैषणा**–ધનપ્રાપ્તિની ઈચ્છા;

૩ **लोकैषणा**–સર્વ લોક મારી સ્તુતિ કરે અને કોઈ પણ મારી નિંદા ન કરે એવી ઈચ્છા. અથવા પરલોકની ઇચ્છા.

## क

卐 **करण**–વ્યાપારવાળું એવું જે અસાધારણ કારણ છે, તે કરણ કહેવાય છે. જેમ ઘડારૂપ કાર્ય પ્રતિ દંડ એ કરણ છે. એ દંડ ભ્રમણ કરાવવારૂપ વ્યાપારવાળો છે તથા અસાધારણ કારણરૂપ પણ છે. માટે એ દંડ ઘટના સંબંધમાં કરણ કહેવાય છે.

એજ પ્રમાણે પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ એ ચારે પ્રત્યક્ષાદિક પ્રમાનાં કરણ કહેવાય છે.

卐 **करणत्रयम्**–મન, વાણી અને શરીર. ક્રિયા કરવાનાં સાધન હોવાથી તે ત્રણ કરણ કહેવાય છે.

卐 **कर्तव्य ३**–કરવા યોગ્ય. ૨. જે અવશ્ય કરવું જોઈએ તે.

૧ **कर्तव्य**—કરવા યોગ્ય જ્ઞાનનું સાધન.

૨ **ज्ञातव्य**—જાણવા યોગ્ય, જ્ઞાનનો વિષય. (બ્રહ્મ અને આત્માની એકતા.)

૩ **प्राप्तव्य** પ્રાપ્ત કરવા યોગ્ય, જ્ઞાનનું ફળ મોક્ષ.

卐 **कर्म**—૧. શુભ અને અશુભ અદૃષ્ટને ઉત્પન્ન કરનારો વ્યાપાર તે કર્મ.

૨. શુભ અને અશુભ ક્રિયાથી જન્ય જે અદૃષ્ટ તે કર્મ.

૩. (પાતંજલ મતમાં) વિહિત નિષિદ્ધ ક્રિયાથી જન્ય જે ધર્માધર્મ તે કર્મ. ( આ સિવાય કર્મની બીજી સાત વ્યાખ્યાઓ માટે વાંચો દાર્શનિક કોષ. )

卐 **कर्मइन्द्रिय** ૫—જે ઇન્દ્રિયોથી ક્રિયા થાય છે તે.

૧. વાક્, ૨. પાણિ, ૩. પાદ, ૪. શિશ્ન, ૫. ગુદ.

卐 **कर्मप्रकार**—૧ પુણ્યકર્મ, ૨ પાપકર્મ, ૩ મિશ્રકર્મ.

**१ संचितकर्म**—જન્મજન્માંતરમાં કરેલાં કર્મ.

**२ आगामि कर्म**—વર્તમાન જન્મનાં ક્રિયમાણ કર્મ.

**३ प्रारब्ध कर्म**—વર્તમાન જન્મનાં આરંભક કર્મ.

**१ नित्यकर्म**—૧. અવશ્ય અપેક્ષિત ફળનું જે સાધન તે નિત્યકર્મ. ૨. જે ન કરવાથી જરૂર પ્રત્યવાય લાગે તે કર્મ નિત્યકર્મ કહેવાય છે. જેમકે સ્નાન, જપ, હોમ, દેવપૂજન, આતિથ્ય અને વૈશ્વદેવ એ છ નિત્યકર્મ છે.

**२ नैमित्तिक कर्म**—કોઈ એક નિમિત્ત પ્રાપ્ત થવાથી જે કર્મ કરવામાં આવે તે. જેમકે, પુત્રની ઈચ્છાના નિમિત્તથી પુત્રેષ્ટિ યાગ, એ નૈમિત્તિક કર્મ કહેવાય.

**३ काम्य कर्म**—જે કરવાથી ફળની પ્રાપ્તિ થાય પણ જે ન કરવાથી પ્રત્યવાય લાગે નહિં તેને કામ્ય કર્મ કહે છે. જેમકે, જેને સ્વર્ગની ઈચ્છા હોય તે જ્યોતિષ્ટોમ યજ્ઞ કરે;

તેને સ્વર્ગની પ્રાપ્તિરૂપ ફળ મળે, પણ જેને સ્વર્ગની ઈચ્છા નથી તેને તે ન કરવાથી કાંઈ પાપ લાગતું નથી.

૪. **प्रायश्चित्त कर्म**—પાપનો ક્ષય માત્ર કરે એવું કર્મ. જેમકે કૃચ્છ્ર ચાંદ્રયણાદિ કર્મ.

'પ્રાયશ્ચિત્ત' એ શબ્દમાં **प्रायः** નો અર્થ 'તપ' થાય છે. અને **चित्त** શબ્દનો અર્થ 'નિશ્ચય' થાય છે. માટે નિશ્ચયયુક્ત જે તપ તે પ્રાયશ્ચિત્ત કહેવાય છે.

૫ **निषिद्धकर्म**—શ્રુતિ, સ્મૃતિ અને શાસ્ત્રે જે કર્મ કરવાનો નિષેધ કર્યો છે તે કર્મ, જેમકે, બ્રહ્મહત્યા, સુરાપાન, વગેરે.

卐 **कला १६—स प्राणमसृजत, प्राणात् श्रद्धां, खं, वायुर्ज्योतिरापः पृथिवीन्द्रियम्, मनोऽन्नम्, अन्नाद्वीर्यम्, तपोमन्त्राः, कर्म लोका लोकेषु च नाम च।**

**कला १६**–(આત્મા, પુરુષની સોળ કળાઓ):

૧. હિરણ્યગર્ભ (સમષ્ટિ પ્રાણ), ૨. શ્રદ્ધા, ૩. આકાશ, ૪. વાયુ, ૫. તેજ, ૬. જલ, ૭. પૃથ્વી, ૮. દશઇન્દ્રિય, ૯. મન, ૧૦. અન્ન, ૧૧. બળ, ૧૨. તપ, ૧૩. મંત્ર, ૧૪. કર્મ, ૧૫. લોક, ૧૬. નામ.

( વિશેષ ખુલાસા માટે જુઓ પ્રશ્ન ઉપનિષદ્. )

卐 **कालत्रयम्**–૧. (અતીત) ભૂત, ૨. ભવિષ્યત્ અને ૩.

